# મીલાદુન્નબી

(સલ્લલ્લાહુ અલયહિ વ-સલ્લમ)

લે. : મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી (રહ.)

અનુ. : ઈકબાલ વરખવાલા

-: પુનરવલોકન :-

મુહમ્મદ જમાલ પટીવાલા

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ
શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

# પ્રકાશક તરફથી

પ્રસ્તુત પુસ્તક 'મીલાદુન્નબી ﷺ' મૌલાના સૈયદ અબૂલઆ'લા મૌદૂદી રહ.ના બે પ્રવચનો ઉપર આધારિત છે. મૌલાનાએ પ્રથમ પ્રવચન ઑલ ઇન્ડિયા રેડિયો, લાહોર માટે લખ્યું હતું, જે ૩૦ માર્ચ ૧૯૪૨ ના દિવસે ત્યાંથી જ પ્રસારિત થયું હતું અને બીજું પ્રવચન ૧૨ રબિઉલ અવ્વલના પ્રસંગના સંદર્ભમાં દારુસ્સલામ, પઠાનકોટમાં ખુત્બએ-જુમ્આના રૂપે પ્રસ્તુત કરવામાં આવ્યું હતું. પ્રથમ પ્રવચન માસિક 'તર્જુમાનુલ કુર્આન'ના એપ્રિલ ૧૯૪૨ ના અંકમાં પ્રકાશિત થયું હતું અને બીજું તે પછીના અંકમાં.

ઈસ્લામી સાહિત્ય પ્રકાશન તરફથી આ પુસ્તકની અગાઉ પાંચ આવૃત્તિઓ પ્રસિદ્ધ થઈ ચૂકી છે, એ જ બાબત તેની લોકપ્રિયતાને દર્શાવે છે. પ્રસ્તુત પુસ્તક તેની ઉર્દૂ આવૃત્તિ, જૂન-૨૦૦૯ નો અનુવાદ છે.

વિષયની ઉપયોગિતા અને પુસ્તકની લોકપ્રિયતાને ધ્યાનમાં રાખીને હવે આ નાનકડા પુસ્તકની, આકર્ષક ટાઇટલ અને પુનરવલોકન સહિત નવીન અને છઠ્ઠી આવૃત્તિ પ્રકાશિત કરવામાં આવી રહી છે.

**—ઈસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત**

# મીલાદુન્નબી ﷺ

(૧)

આજે એ મહાન વ્યક્તિનો જન્મ-દિવસ છે, જે ધરતી ઉપર વસનારાં તમામ મનુષ્યો માટે કૃપા બનીને આવ્યા હતા અને એ સિદ્ધાંતો અને મૂલ્યો પોતાની સાથે લઈને આવ્યા હતા, જેના અનુસરણમાં દરેક વ્યક્તિ, દરેક કોમ અને દેશ અને સમગ્ર માનવજાતિની સમાન રૂપે કલ્યાણ અને સલામતી છે. આ દિવસ, આમ તો દર વર્ષે આવે છે, પરંતુ આ વર્ષે તે એવા નાજુક સમયે આવ્યો છે, જ્યારે કે ધરતીવાસીઓ હંમેશાથી વધારે આ સર્વ-ગુણસંપન્ન મેધાવી વ્યક્તિના માર્ગદર્શનના મોહતાજ છે. કોણ જાણે મિ. બર્નાડ શૉએ સારી રીતે સમજી-વિચારીને કહ્યું હતું કે અજાણતામાં, પણ જે કંઈ તેમણે કહ્યું તે તદ્દન સાચું હતું કે, "મુહમ્મદ આ સમયે દુનિયાના સરમુખત્યાર હોત તો દુનિયામાં શાંતિની સ્થાપના થઈ ગઈ હોત." હું તેનાથી એક ડગલું આગળ વધીને કહું છું કે મુહમ્મદ ﷺ દુનિયામાં ઉપસ્થિત ભલે ન હોય, તેમણે રજૂ કરેલા સિદ્ધાંતો તો યથાવત્ મોજૂદ છે જ. તેમના સિદ્ધાંતોને પણ જો આપણે પ્રમાણિકતાથી સરમુખત્યાર માની લઈએ, તો તે તમામ ઉપદ્રવો અને ઝઘડાઓ સમાપ્ત થઈ શકે છે, જેની આગથી આજે માનવજાતિનું આ ઘર નર્ક બની ગયું છે.

આજથી ચૌદસો વર્ષ પહેલાં, જ્યારે હઝરત મુહમ્મદ ﷺ એ દુનિયામાં પ્રથમ પગલું મૂક્યું હતું, ત્યારે તેમનું પોતાનું વતન નૈતિક અધઃપતન, અરાજકતા અને અશાંતિની પરાકાષ્ઠાએ પહોંચી ચૂક્યું હતું. કુર્આનમાં એ સમયની પરિસ્થિતિની આ શબ્દોમાં સમીક્ષા કરવામાં આવી છે :

وَكُنْتُمْ عَلٰى شَفَا حُفْرَةٍ مِّنَ النَّارِ فَاَنْقَذَكُمْ مِّنْهَا

"તમે આગથી ભરેલાં એક ખાડાના કિનારે ઊભા હતાં, અલ્લાહે તમને તેનાથી બચાવી લીધા." (સૂરઃ આલે ઈમરાન, આ. ૧૦૩)

આનાથી વધારે સારી હાલત દુનિયાના બીજા દેશોની પણ નહોતી. ઈરાન અને

પૂર્વીય રોમનું સામ્રાજ્ય તે વખતે માનવીય સભ્યતાના સૌથી સારાં ઉછેર-કેન્દ્રો હતા અને આ બંનેને એક તરફ પરસ્પરની વારંવારની લડાઈઓ અને બીજી તરફ સ્વયં પોતાના આર્થિક ભેદભાવો, આર્થિક અસમાનતા અને ધાર્મિક ઝઘડાઓએ બરબાદ કરી નાખ્યા હતા. આ પરિસ્થિતિમાં હઝરત મુહમ્મદ ﷺ ઉદયમાન થયાં અને ૨૩ વર્ષમાં તેમણે ન માત્ર અરબસ્તાનને બદલી નાખ્યું, બલ્કે તેમના નેતૃત્વમાં અરબસ્તાનથી જે આંદોલન ઉઠ્યું હતું, તેણે સદીના ચોથા ભાગમાં હિંદુસ્તાનની સરહદોથી ઉત્તર આફ્રિકા સુધી દુનિયાના એક મોટા ભાગને નૈતિક, સાંસ્કૃતિક, આર્થિક, રાજકીય ટૂંકમાં જીવનના દરેક ક્ષેત્રોની સુધારણા કરી નાખી.

આ સુધારણા કેવી રીતે થઈ? એક ટૂંકા વાર્તાલાપમાં તેની તમામ વિગતનું વર્ણન કરવું અશક્ય છે, પરંતુ તેના મુખ્ય સિદ્ધાંતો હું આપની સમક્ષ રજૂ કરીશ.

સૌપ્રથમ વસ્તુ, જેના પર તેમણે ભાર મૂક્યો, એ હતી કે તમામ માનવો ફક્ત એક માત્ર ખુદાને જ પોતાનો માલિક, પૂજ્ય અને શાસક સ્વીકારે. ખુદા સિવાય બીજા કોઈની બંદગી કબૂલ ન કરે અને કેવળ ધર્મના સીમિત વર્તુળમાં જ નહીં, બલ્કે જીવનના તમામ મામલાઓમાં એક માત્ર ખુદાની જ સર્વોચ્ચ સત્તાની સામે ઝૂકી જાય. તેની સાથે બીજી મહત્ત્વની વસ્તુ તેમની શિક્ષામાં એ હતી કે માનવીની સ્વચ્છંદતા અને નિરંકૂશતા તથા બેજવાબદારીને તદ્દન ખતમ કરી દેવામાં આવે. દરેક માણસ વ્યક્તિગત રૂપે પોતાને અલ્લાહની સમક્ષ ઉત્તરદાયી સમજે અને એ જ પ્રમાણે માનવીય સમૂહો પણ, ચાહે તે પરિવારો અને કબીલાઓના સ્વરૂપમાં હોય, ચાહે વર્ગોના સ્વરૂપમાં, કોમોના સ્વરૂપમાં હોય કે હકૂમતો અને રાજ્યોના સ્વરૂપમાં, કોઈપણ સ્વરૂપે બધા પોતાને અલ્લાહ સામે જવાબદાર અને ઉત્તરદાયી સમજે. હઝરત મુહમ્મદ ﷺ એ માનવીનો ખ્યાલ જ એ પ્રસ્તુત કર્યો કે તે ધરતી ઉપર અલ્લાહનો ખલીફા અથવા નાયબ છે. તેને જેટલા પ્રમાણમાં અને જે હેસિયતમાં પણ જો કોઈ અધિકાર પ્રાપ્ત છે, વાસ્તવમાં તે તેના અંગત અધિકારો નથી, બલ્કે અલ્લાહે આપેલાં છે અને તેના ઉપયોગમાં તે છેવટે અલ્લાહ સમક્ષ જવાબદાર છે.

અલ્લાહની સર્વોચ્ચ સત્તા અને માનવીની ખિલાફતના પાયા ઉપર હઝરત મુહમ્મદ ﷺ એ માનવ-જાતિ દરમ્યાન ન્યાયી એકતા અને સુસંવાદિતાનો એ સંબંધ ઉપલબ્ધ કર્યો, જે અન્ય કોઈ બીજા માધ્યમથી ઊભો થઈ શકતો નહોતો. કુળ, વંશ, ભાષા, રંગ, વતન, આર્થિક હિતો અને બીજી જેટલી વસ્તુઓ સમાજનો આધાર બને છે, તે અનિવાર્યપણે માનવોને વિભિન્ન વર્ગોમાં વહેંચીને એકબીજાના પ્રતિદ્વંદ્વિ બનાવી દે છે. તેમનામાં જો ક્યાંક સુસંવાદિતા હોય પણ છે, તો સ્વાર્થના પાયા પર નિરાધાર હંગામી એકતા હોય છે. ઘર્ષણ અને યુદ્ધ આ વહેંચણીનો અનિવાર્ય સ્વભાવ છે અને તેનું નિશ્ચિત પરિણામ અન્યાય છે. આને દૂર કરવાનો બીજો કોઈ ઉપાય એના સિવાય નથી કે તમામ માનવોને અલ્લાહની

બંદગી પર સંગઠિત કરવામાં આવે અને અલ્લાહ સમક્ષ જવાબદાર હોવાની ભાવના પેદા કરીને ન્યાય માટે તૈયાર કરવામાં આવે.

રાષ્ટ્રવાદ અને વર્ગોને બદલે અલ્લાહની બંદગી અને ખિલાફતનો દૃષ્ટિકોણ, જેના ઉપર વૈશ્વિક સામાજિક જીવનનો પાયો હઝરત મુહમ્મદ ﷺ એ નાખ્યો, તેના દરેક પાસાને તેમણે મજબૂત નૈતિક સિદ્ધાંતો અનુસાર ઢાળી દીધા. તેમની નૈતિકતા દુનિયાને ત્યજી દેનારાં સંન્યાસીઓ માટે નહોતી, બલ્કે દુનિયાના કામો ચલાવનારાં લોકો માટે હતી. ખેડૂત, જમીનદાર, મજૂર, કારખાનેદાર, વેપારી, ગ્રાહક, પોલીસ, મેજિસ્ટ્રેટ, કલેક્ટર, ન્યાયાધીશ, ગવર્નર, સૈનિક અને સેનાધ્યક્ષ, પ્રધાન અને એલચી, દરેકને તેના પોતાના કાર્ય-વર્તુળમાં તેમણે નૈતિકતાના એવા નિયમોમાં બાંધી દીધા, જેના બંધનોને ખોલવા અને કસીને રાખવા, જેના સિદ્ધાંતોને બનાવવા અને બગાડવા, વ્યક્તિઓ કે પ્રજાજનોની ઇચ્છાઓ પર આધારિત નહોતું. તેમણે સામાજિક અને વ્યક્તિગત સંબંધોને, કળા અને સાહિત્યને, કારોબાર અને લેવડ-દેવડને, રાજકારણ અને શાસન-વ્યવસ્થાને, આંતરરાષ્ટ્રીય સંબંધો તથા સંધિ અને યુદ્ધને, ટૂંકમાં માનવ-જીવનના તમામ મામલાઓને નીતિમત્તાના પાબંદ બનાવી દીધા; અને જે પણ વસ્તુ માનવ-જીવન સાથે સંકળાયેલી હોય તેનો એ અધિકાર સ્વીકારવાથી ઇન્કાર કરી દીધો કે તે ત્યાં નૈતિકતાના બંધનોથી સ્વતંત્ર રહીને ફૂલેફાલે.

આ જ તે મુખ્ય સિદ્ધાંતો છે, જેના પર હઝરત મુહમ્મદ ﷺ નો સુધારણા કાર્યક્રમ આધારિત હતો. આ કાર્યક્રમના અમલીકરણ માટે તેમણે જે રીત અપનાવી તે વ્યક્તિગત સુધારણાથી શરૂ થતી હતી. તેમની દૃષ્ટિથી તે વાત છૂપી નહોતી કે સામૂહિક સુધારણાની દરેક યોજનાનું એકમ છેવટે વ્યક્તિ જ છે. કોઈ ઉત્તમથી ઉત્તમ કાર્ય પણ કમજોર ચરિત્ર અને અવિશ્વસનીય વ્યક્તિત્વ ધરાવતાં લોકોને લઈને સફળતાપૂર્વક ચલાવી શકાતું નથી. વ્યક્તિના ચારિત્ર્યની ખામીઓથી એક વ્યવસ્થાના અમલીકરણમાં જે અવરોધો અને મુશ્કેલીઓ ઊભી થાય છે, તેને કાગળ પર આલેખી શકાતી નથી. કાગળોની દુનિયામાં આ લેખિત ખરાબીઓના નિવારણ માટે ગમે તેવી કાલ્પનિક વ્યવસ્થા કરી લો, પરંતુ અમલની દુનિયામાં કાગળ પરની યોજનાઓને ચલાવવાનો આધાર જે વ્યક્તિઓ પર છે, તેઓ જો મનેચ્છાઓ, સ્વાર્થ અને પૂર્વગ્રહોથી પરાજિત થઈ જનારાં લોકો હોય, તેમનામાં જો સાચું ઈમાન અને મજબૂત ચારિત્ર્ય ન હોય, તો તમારી તમામ કાલ્પનિક સાવધાનીઓ છતાં, આ વ્યવસ્થામાં છિદ્રો પડશે અને એ એવી જગ્યાઓમાં પડશે, જ્યાં તમારી કલ્પના પણ નહીં પહોંચી શકે. આનાથી વિપરીત, કાગળ પર એક વ્યવસ્થાને જોઈને તમે તેમાં ઘણાં છિદ્રોની સંભાવના સાબિત કરી શકો છો, પરંતુ તેને ચલાવવા માટે જો વિશ્વાસપાત્ર વ્યક્તિઓ હોય તો તેનો સાચો અમલ તે તમામ છિદ્રોને ભરી દેશે, જેના ઉભરી આવવાની સંભાવના તમારી કલ્પનામાં જોવાતી હોય.

આ જ કારણોસર હઝરત મુહમ્મદ ﷺ એ પોતાની તમામ શક્તિ એવા લોકોને તૈયાર કરવામાં લગાવી, જે તેમના કાર્યક્રમ પ્રમાણે સૌથી સારી રીતે દુનિયાની સુધારણા કરી શકે. તેમણે એવા લોકો તૈયાર કર્યા, જેઓ દરેક પરિસ્થિતિમાં અલ્લાહથી ડરીને બૂરાઈથી દૂર રહેનારાં હોય, જેઓ પોતાના જીવનના દરેક મામલામાં અલ્લાહ સમક્ષ પોતાની જવાબદારીને દૃષ્ટિ સમક્ષ રાખનારાં હોય; જેઓ દરેક તે કાર્યથી રોકાઈ જનારાં હોય જેના વિશે તેમને અલ્લાહની નારાજગીની આશંકા હોય, અને દરેક તે કામમાં દિલો-જાનથી કોશિશ કરનારાં હોય જેના વિશે તેમને ખબર પડી જાય કે અલ્લાહ તેમનાથી રાજી થશે; જેમને અલ્લાહની પ્રસન્નતા ઉપર પોતાની કોઈ પણ વસ્તુને કુરબાન કરવામાં જરા પણ સંકોચ ન હોય, જેમના હૃદયમાં અલ્લાહ સિવાય બીજા કોઈનો ડર, કોઈની મહેરબાનીની લાલચ, કોઈના ઈનામની તમન્ના ન હોય; જેમના માટે જાહેર અને ખાનગી જીવનમાં કોઈ ફરક ન હોય, જેઓ રહસ્યના પરદાઓમાં પણ એટલાં જ નેક, શિષ્ટ અને પરહેજગાર હોય જેટલાં જાહેરમાં લોકોની સામે દેખાતાં હોય; જેમના પર એ ભરોસો કરી શકાય કે અલ્લાહના બંદાઓના જાન-માલ અને ઈજ્જત-આબરૂ તેમના હાથમાં સોંપવામાં આવે તો બેઈમાન અને અપ્રમાણિક સાબિત નહીં થાય; પોતાની જાત, કોમ કે સરકાર તરફથી કોઈ વચન આપે તો બેવફાઈ નહીં કરે; ન્યાયની ખુરશી પર બેસાડવામાં આવે તો જુલ્મ (અન્યાય) કરનાર નહીં બને, લેવડ-દેવડના બજારમાં બેસે તો અપ્રમાણિકતા અને દુર્વ્યવહાર નહીં આચરે. અધિકારોની માંગણીમાં ભલે આળસુ હોય, પરંતુ હક્ક અદા કરવામાં સુસ્ત નહીં હોય. પોતાની બુદ્ધિ, હોંશિયારી, વિચાર અને શક્તિ અને કાબેલિયતનો ઉપયોગ સચ્ચાઈ અને ન્યાય માટે તથા માનવતાના કલ્યાણ અને ઉન્નતિ માટે કરશે, નહિં કે અંગત કે પોતાની કોમના હિતો અને સ્વાર્થ માટે, બીજાઓને મૂર્ખ બનાવવા અને બીજાઓના હક્કોનું હનન કરવા માટે.

પૂરા પંદર વર્ષ આવા લોકોની તૈયારીમાં લગાવ્યા પછી હઝરત મુહમ્મદ ﷺ એ સત્યનિષ્ઠોનું એક નાનકડું જૂથ તૈયાર કર્યું, જે ફક્ત અરબસ્તાન માટે જ નહીં, બલ્કે સમગ્ર સંસારની સુધારણા માટે સાચો અને મક્કમ ઈરાદો ધરાવતું હતું અને જેમાં આરબો સિવાય બીજી કોમોના લોકો પણ સામેલ હતા.

આ જૂથને સંગઠિત કર્યા પછી તેમણે વિશાળ પાયા પર સમાજની સુધારણા માટે કોશિશ શરૂ કરી અને કેવળ આઠ વર્ષમાં ૧૫ લાખ ચોરસ માઈલ પર પથરાયેલ અરબસ્તાનની ધરતીમાં સંપૂર્ણ નૈતિક, આર્થિક, સાંસ્કૃતિક અને રાજકીય ક્રાંતિ આણી દીધી. પછી એ જ જૂથ, જેને તેમણે સંગઠિત કર્યું હતું, આરબ પ્રદેશની સુધારણાથી નિવૃત્ત થઈને આગળ વધ્યું અને તેણે તે જમાનાની સભ્ય દુનિયાના મોટાભાગના વિસ્તારને આ ક્રાંતિની ભલાઈઓથી માલમાલ કરી દીધો, જે અરબસ્તાનથી ઉદ્ભવી હતી. આજે આપણે નવીન વ્યવસ્થા (New Order)ના અવાજો દરેક દિશાએથી સાંભળી રહ્યા છીએ, પરંતુ એ વાત

આપણી સમજમાં નથી આવતી કે જે મૂળભૂત ખરાબીઓએ જૂની વ્યવસ્થાને આખરે એક બગાડ અને મુશ્કેલી બનાવીને મૂકી હતી, એ જ જો રૂપ બદલીને કોઈ નવીન વ્યવસ્થામાં જોવા મળે, તો તેને નવીન વ્યવસ્થા કેવી રીતે કહી શકાય ? તે તો એ જ જૂની વ્યવસ્થા હશે, જેના કરડવા અને ડસવાથી મૃત્યુ પામ્યા પછી આપણે નવીન વ્યવસ્થાનો ઇલાજ માગી રહ્યા છીએ. માનવીની સર્વોચ્ચ સત્તા, અલ્લાહથી બેનિયાઝ અને તેના ડરથી વંચિત હોવું, રાષ્ટ્રીય અને વંશીય ભેદભાવો, દેશો અને વર્ગોના રાજકીય અને આર્થિક સ્વાર્થો તથા ખુદાની અવગણના કરતા લોકોનું દુનિયામાં સત્તાધીશ હોવું, આ એ મૂળભૂત ખરાબીઓ, જે અત્યાર સુધી માનવ-જાતિને તબાહ કરતી રહી છે, અને આવાનારા સમયમાં પણ જો આપણા જીવનની વ્યવસ્થા આ જ ખરાબીઓનો શિકાર રહી તો, તે આપણને તબાહ કરતી રહેશે. સુધારણા જો સંભવ છે, તો એ જ સિદ્ધાંતો પર થઈ શકે છે, જેની તરફ માનવતાના એક સાચા શુભચિંતકે આજથી સદીઓ પહેલાં, કેવળ આપણું જ માર્ગદર્શન જ નહોતું કર્યું, બલ્કે વ્યવહારૂ રૂપે સુધારણા કરીને બતાવી દીધી હતી.

(તર્જુમાનુલ કુર્આન, એપ્રિલ ૧૯૪૨)



(૨)

આજનો દિવસ દુનિયા માટે એક મોટી બરકતનો દિવસ છે, કેમ કે આ જ તારીખ હતી, જેમાં સમગ્ર જગતના માર્ગદર્શક હઝરત મુહમ્મદ ﷺ દુનિયામાં પધાર્યા. જો કે શરીઅતમાં હુઝૂર ﷺ ના જન્મ-દિવસને ઈદ કહેવામાં આવી નથી અને ન તો તેના માટે કોઈ વિધિઓ નિર્ધારિત કરવામાં આવી છે; પરંતુ જો મુસલમાનો એ સમજીને કે આ અલ્લાહના સૌથી મહાન નબી અને દુનિયાના સૌથી મહાન માર્ગદર્શકનો જન્મ-દિવસ છે, જેમાં માનવી માટે અલ્લાહની સૌથી મોટી કૃપા પ્રગટ થઈ, તેને ઈદની જેમ સમજે તો અનુચિત નથી. અલબત્ત, આ ઈદને મનાવવાની રીત એ નથી કે ખૂબ ખાઓ-પીવો, દીપકો પ્રગટાવો, સરઘસો કાઢો, ઝંડાઓ ફરકાવો અને માત્ર પોતાની દિલ્લગી માટે વ્યર્થ દેખાવના કામ કરવા લાગો. આવું કરશો તો તમારામાં અને જાહિલ (અજ્ઞાની) કોમો વચ્ચે કોઈ તફાવત રહેશે નહીં. જાહિલ કોમો પણ પોતાના ઇતિહાસના મોટા-મોટા પ્રસંગોની યાદ મેળાઓ, ઉત્સવો, સરઘસોથી મનાવે છે. જો તમે પણ તેમના મેળાઓ અને તહેવારોની નકલ કરી, તો જેવા તેઓ છે તેવા તમે પણ બનીને રહી જશો. ઇસ્લામે તો યાદગાર મનાવવાની નિરાળી જ રીત આપી છે. સૌથી મોટી યાદગાર હઝરત ઇબ્રાહીમ અલૈ.ની કુરબાની છે, જેને ઉજવવા માટે અલ્લાહતઆલાએ ઇદુલ-અઝ્હાની નમાઝ અને કુરબાની તથા હજ્જ અને તવાફની રીત નક્કી કરી છે. તેના પર તમે વિચાર કરશો તો તમને ખ્યાલ આવશે કે મુસલમાનોએ પોતાના ઇતિહાસના મોટા-મોટા બનાવોની યાદ કેવી રીતે મનાવવી જોઈએ. તમારે વિચારવું જોઈએ કે ૧૨ રબિઉલ અવ્વલની તારીખ કઈ રીતે તમારા માટે મહત્ત્વ ધરાવે છે. એ માટે નહીં કે આરબના એક વ્યક્તિના ઘરમાં આજે એક બાળક જન્મ્યો હતો, બલ્કે એટલા માટે કે આજે આ મહાન પયગંબરને અલ્લાહે જમીન પર મોકલ્યા, જેમના દ્વારા માનવી અલ્લાહને ઓળખી શક્યો, જેમના કારણે માનવ હકીકતમાં માનવ બનવાનું શીખ્યો, જેમની હસ્તી સમગ્ર સંસાર માટે અલ્લાહની રહમત (દયા અને કૃપા) હતી અને જેમણે આ ધરતી ઉપર ઈમાન અને સદાચારનો પ્રકાશ ફેલાવ્યો. એટલે જો આ તારીખનું મહત્ત્વ આ માટે છે, તો એની યાદગાર પણ એ રીતે મનાવવી જોઈએ કે આજના દિવસે હુઝૂર ﷺ ની શિક્ષા બીજા દિવસો કરતાં વધુ પ્રમાણમાં ફેલાવો. આપનું આચરણ અને આપની શિક્ષાઓથી બોધ લો અને ઓછામાં ઓછું આપની તાલીમની એટલી ચર્ચા

તો જરૂર કરો કે આખા વર્ષ સુધી તેની અસર બાકી રહે. આ રીતે યાદગાર મનાવશો તો હકીકતમાં એ સાબિત થશે કે તમે 'યવમે મીલાદુન્નબી' ને સાચા દિલથી ઈદ સમજો છો અને જો માત્ર ખાઈ-પીને અને મોજમજા કરીને જ રહી ગયાં, તો આ મુસલમાનો જેવી ઈદ નહીં, બલ્કે જાહિલો જેવી ઈદ હશે, જેનું કોઈ મહત્ત્વ નથી. અલ્લાહત્આલાએ પોતાની કિતાબમાં ફરમાવ્યું છે કે અમે જે નબીને મોકલ્યા છે, તે એટલા માટે મોકલ્યાં છે કે તેમનું અનુસરણ કરવામાં આવે. આ રીતે પણ હુઝૂર ﷺ નું અનુસરણ દરેક મુસલમાન પર અનિવાર્ય છે, કેમ કે આપ પણ અલ્લાહના નબી છે. પરંતુ આ સામાન્ય આદેશ ઉપરાંત અલ્લાહે વિશિષ્ટ આદેશો મુસલમાનોને નબી ﷺ વિષે આપ્યા છે :

قُلْ إِنْ كُنْتُمْ تُحِبُّونَ اللّٰهَ فَاتَّبِعُونِي يُحْبِبْكُمُ اللّٰهُ

(હે નબી ! લોકોને કહી દો, ''જો તમે ખરેખર અલ્લાહથી પ્રેમ કરતા હોવ તો મારું અનુસરણ કરો, અલ્લાહ પણ તમારાથી પ્રેમ કરશે.'')
—સૂરઃ આલે ઈમરાન, આ. ૩૧

إِنَّمَا كَانَ قَوْلَ الْمُؤْمِنِينَ إِذَا دُعُوا إِلَى اللّٰهِ وَرَسُولِهِ لِيَحْكُمَ بَيْنَهُمْ أَنْ
يَقُولُوا سَمِعْنَا وَأَطَعْنَا

(મોમિનોનું કામ તો એ છે કે જ્યારે તેમને અલ્લાહ અને રસૂલની તરફ બોલાવવામાં આવે, જેથી રસૂલ તેમના મામલાઓમાં ફેંસલો કરે, તો તેઓ કહે કે અમે સાંભળ્યું અને અનુસરણ કર્યું.) —સૂરઃ નૂર, આ. ૫૧

وَمَا كَانَ لِمُؤْمِنٍ وَلَا مُؤْمِنَةٍ إِذَا قَضَى اللّٰهُ وَرَسُولُهُ أَمْرًا أَنْ يَكُونَ لَهُمُ الْخِيَرَةُ
مِنْ أَمْرِهِمْ ۗ وَمَنْ يَعْصِ اللّٰهَ وَرَسُولَهُ فَقَدْ ضَلَّ ضَلَالًا مُبِينًا ۝

(અને કોઈ મોમિન પુરુષ અને કોઈ મોમિન સ્ત્રીનું કામ એ નથી કે જ્યારે અલ્લાહ અને તેનો રસૂલ કોઈ વાતનો ફેંસલો કરી દે તો પછી તે સ્વયં પોતાના અધિકારથી તે મામલામાં કોઈ નિર્ણય કરે. જેણે અલ્લાહ અને તેના રસૂલની અવજ્ઞા કરી, (તે) પથભ્રષ્ટતામાં બહુ દૂર નીકળી ગયો.)
— સૂરઃ અહઝાબ, આ.૩૬

فَلَا وَرَبِّكَ لَا يُؤْمِنُونَ حَتّٰى يُحَكِّمُوكَ فِيمَا شَجَرَ بَيْنَهُمْ ثُمَّ لَا يَجِدُوا
فِي أَنْفُسِهِمْ حَرَجًا مِمَّا قَضَيْتَ وَيُسَلِّمُوا تَسْلِيمًا ۝

(કદાપિ મોમિન નહીં હોવ, જ્યાં સુધી કે તેઓ પોતાના ઝઘડાઓનો ફેંસલો તારા પર ન છોડી દે અને પછી જે ફેંસલો તું કરે તેના પર પોતાના દિલમાં પણ તેઓ ખરાબ ન સમજે, બલ્કે સીધેસીધી રીતે તેના સામે માથું નમાવી દે.) — સૂરઃ નિસા, આ.૬૫

فَلْيَحْذَرِ الَّذِيْنَ يُخَالِفُوْنَ عَنْ اَمْرِهٖٓ اَنْ تُصِيْبَهُمْ فِتْنَةٌ

(જે લોકો નબી ﷺ ની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે તેમણે ડરવું જોઈએ કે ક્યાંક તેઓ અજમાયશમાં ન પડી જાય.) —સૂરઃ નૂર, આ. ૬૩

وَمَا كَانَ لَكُمْ اَنْ تُؤْذُوْا رَسُوْلَ اللّٰهِ

(તમારું કામ એ નથી કે તમે અલ્લાહના રસૂલને ઈજા પહોંચાડો.)
—સૂરઃ અહઝાબ, આ.૫૩

اِنَّ الَّذِيْنَ يُؤْذُوْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ لَعَنَهُمُ اللّٰهُ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ

(નિઃશંક, જે લોકો અલ્લાહ અને તેના રસૂલને ઈજા પહોંચાડે છે, અલ્લાહ તેમના ઉપર દુનિયા અને આખિરત બંનેમાં લાનત (ફિટકાર) મોકલશે.)
—સૂરઃ અહઝાબ, આ.૫૭

لَا تَجْعَلُوْا دُعَآءَ الرَّسُوْلِ بَيْنَكُمْ كَدُعَآءِ بَعْضِكُمْ بَعْضًا ۚ

(રસૂલની વાતને તમે એવી ન સમજી લેશો, જેવી રીતે પરસ્પર તમારી એક-બીજાની વાત હોય છે.) —સૂરઃ નૂર, આ.૬૩

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَرْفَعُوْٓا اَصْوَاتَكُمْ فَوْقَ صَوْتِ النَّبِيِّ وَلَا تَجْهَرُوْا لَهٗ بِالْقَوْلِ كَجَهْرِ بَعْضِكُمْ لِبَعْضٍ اَنْ تَحْبَطَ اَعْمَالُكُمْ وَاَنْتُمْ لَا تَشْعُرُوْنَ ۝

(હે ઈમાનવાળાઓ ! નબીના અવાજની સામે અવાજ ઊંચો ન કરો અને તેમનાથી એવી કડકાઈથી વાત ન કરો, જેવી રીતે પરસ્પર એકબીજાથી કરતા રહો છો. ક્યાંક એવું ન થાય કે તમારા બધા કર્મો વ્યર્થ થઈ જાય અને તમને ખબર પણ ન પડે.)—સૂરઃ હુજુરાત, આ. ૨

لَا تَجِدُ قَوْمًا يُّؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ يُوَآدُّوْنَ مَنْ حَآدَّ اللّٰهَ وَرَسُوْلَهٗ وَلَوْ كَانُوْٓا اٰبَآءَهُمْ اَوْ اَبْنَآءَهُمْ اَوْ اِخْوَانَهُمْ اَوْ عَشِيْرَتَهُمْ ۭ

(તમને ક્યાંય એવા લોકો નહીં મળે, જેઓ અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન પણ રાખતા હોય અને પછી એવા લોકોથી મિત્રતા

પણ કરે, જેઓ અલ્લાહ અને એના રસૂલના દુશ્મન હોય, ચાહે તે તેમના પિતા અને પુત્ર અને ભાઈ અને સગાવહાલાઓ જ કેમ ન હોય.)
—સૂરઃ મુજાદલા, આ. ૨૨

قُلْ إِنْ كَانَ اٰبَآؤُكُمْ وَ اَبْنَآؤُكُمْ وَاِخْوَانُكُمْ وَاَزْوَاجُكُمْ وَعَشِيْرَتُكُمْ وَ اَمْوَالُ ۨاقْتَرَفْتُمُوْهَا وَتِجَارَةٌ تَخْشَوْنَ كَسَادَهَا وَ مَسٰكِنُ تَرْضَوْنَهَآ اَحَبَّ اِلَيْكُمْ مِّنَ اللّٰهِ وَ رَسُوْلِهٖ وَجِهَادٍ فِيْ سَبِيْلِهٖ فَتَرَبَّصُوْا حَتّٰى يَاْتِيَ اللّٰهُ بِاَمْرِهٖ

(હે નબી ! લોકોને કહી દો કે તમે પોતાના પિતા અને પુત્રો અને ભાઈ અને પત્નીઓ અને સગાવહાલાઓ અને જે માલ તમે કમાવ્યો છે અને એ વેપાર જેના નુકસાનનો તમને ભય છે અને તે ઘરબાર જે તમને પસંદ છે, અલ્લાહ અને તેના રસૂલ અને અલ્લાહના માર્ગમાં જિહાદની સરખામણીમાં વધારે પ્રિય છે, તો રાહ જુઓ તે સમયની જ્યારે અલ્લાહ પોતાનો ફેંસલો સંભળાવશે.) — સૂરઃ તૌબા, આ.૨૪

આ વિશેની તમામ આયતોનું વર્ણન અહીં કરવું મુશ્કેલ છે. મારો હેતુ ફક્ત એટલો છે કે તમે મુસલમાન હોવાની હેસિયતે એમ સમજી લો કે તમારો અને હુઝૂર નબી ﷺ નો સંબંધ શું છે. આ વાતનો ખ્યાલ આ કેટલીક આયતોથી આવી ગયો, જે મેં તમને સંભળાવી છે. તેનાથી તમને જણાઈ ગયું કે કોઈપણ વ્યક્તિ મુસલમાન જ નથી હોઈ શકતો, જ્યાં સુધી કે તે રસૂલુલ્લાહ ﷺ નું આજ્ઞાપાલન ન કરે. જો હુઝૂર ﷺ કોઈ આજ્ઞા આપે અને તેના જવાબમાં વ્યક્તિ એમ કહે કે હું તેને નથી માનતો, તેનો અર્થ એ છે કે તે દિલમાં ઈમાન જ નથી રાખતો. ઈમાનનો તકાદો એ છે કે આજ્ઞા સાંભળે અને સીધી રીતે માથું નમાવી દે, આનાકાની સાથે ઈમાન નથી રહી શકતું.

સારું, હવે સાંભળો કે હુઝૂર ﷺ એ અલ્લાહતઆલા તરફથી તમને શું આજ્ઞાઓ આપી છે. પછી દરેક વ્યક્તિ પોત-પોતાની જગ્યાએ વિચારે કે તે કેટલા અંશે મુસલમાન છે અને કેટલું ઈમાન પોતાના દિલમાં રાખે છે. હુઝૂર ﷺ ફરમાવે છે કે :

اَلْمُسْلِمُ مَنْ سَلِمَ الْمُسْلِمُوْنَ مِنْ لِّسَانِهٖ وَيَدِهٖ.[1]

(મુસલમાન એ છે જેની જીભ અને હાથથી મુસલમાન સુરક્ષિત રહે. એટલે કે ન જીભથી પોતાના મુસલમાન ભાઈને તકલીફ આપે અને ન હાથથી.)

૧. બુખારી.

આપ ﷺ એ ફરમાવ્યું :

لاَ يُؤْمِنُ اَحَدُكُمْ حَتّٰى يُحِبُّ لِاَخِيْهِ مَا يُحِبُّ لِنَفْسِهٖ.[1]

(જ્યાં સુધી તે પોતાના ભાઈ માટે પણ એ જ વાત પસંદ ન કરે, જે પોતાના માટે પસંદ કરે છે, તે મોમિન્ નથી)

હઝરત અબૂઝર ગફ્ફારી રદિ. કહે છે કે એક વખત એક વ્યક્તિથી મારે થોડીક તકરાર થઈ ગઈ અને મારી જીભથી 'મા' વિશેના અપશબ્દો નીકળી ગયા; હુઝૂર ﷺ એ સાંભળી લીધું અને ફરમાવ્યું, ''انك امرأ فيكَ جاهلية'' (તમારામાં હજુ સુધી અજ્ઞાનતાની અસર બાકી છે, સંપૂર્ણપણે ઈસ્લામ આવ્યો નથી.)

હુઝૂર ﷺ નું ફરમાન છે કે મુનાફિકની ચાર ખાસિયતો છે; જેમાં એ ચારેય ખાસિયતો હોય તે પૂરેપૂરો મુનાફિક છે અને જેમાં કોઈ એક ખાસિયત હોય તેમાં એક હિસ્સો નિફાકનો પણ છે. પહેલી ખાસિયત એ છે કે જ્યારે તેના પર ભરોસો કરીને કોઈ અમાનત તેને સોંપવામાં આવે તો તેમાં તે ખયાનત (અપ્રમાણિકતા) કરે, બીજી ખાસિયત એ છે કે જ્યારે તે વાત કરે તો તેમાં જૂઠ જરૂર ભેળવે, ત્રીજી ખાસિયત એ છે કે જ્યારે તે કોઈથી વાયદો કરે કે વચન આપે તો તેનાથી ફરી જાય, અને ચોથી ખાસિયત એ છે કે જ્યારે કોઈથી ઝઘડો થાય તો તે અપશબ્દો ઉપર ઉતરી આવે અથવા પોતાના વિરોધીને અનુચિત રીતે નીચું દેખાડવાની કોશિશ કરે.[2] આપ ﷺ એ ફરમાવ્યું :-

اَلْمُسْلِمُ اَخُوا الْمُسْلِمِ لاَ يَظْلِمُهٗ وَلاَ يُسْلِمُهٗ وَمَنْ كَانَ
فِىْ حَاجَةِ اَخِيْهِ كَانَ اللّٰهُ فِىْ حَاجَتِهٖ وَمَنْ فَرَّجَ عَنْ مُسْلِمٍ
كُرْبَةً فَرَّجَ اللّٰهُ عَنْهُ كُرْبَةً مِّنْ كُرُبَاتِ يَوْمَ الْقِيٰمَةِ وَمَنْ
سَتَرَ مُسْلِماً سَتَرَهُ اللّٰهُ يَوْمَ الْقِيٰمَةِ.[3]

(મુસલમાન મુસલમાનનો ભાઈ છે. ન તે સ્વયં તેના પર જુલ્મ કરશે અને ન તેને કોઈ જાલિમને હવાલે છોડશે. જે વ્યક્તિ પોતાના કોઈ ભાઈની જરૂરિયાત પૂરી કરવામાં લાગ્યો હોય, અલ્લાહત્આલા પણ તેની જરૂરિયાત પૂરી કરવામાં લાગી જાય છે અને જે વ્યક્તિ કોઈ

૧. બુખારી, મુસ્લિમ.

૨. બુખારી, મુસ્લિમ.

૩. બુખારી, મુસ્લિમ.

મુસલમાનને મુસીબતથી બચાવશે, અલ્લાહ તેના પર કયામતના દિવસની તકલીફોમાંથી એક તકલીફ ઓછી કરી દેશે, અને જે વ્યક્તિ મુસલમાનનો એબ (ગુપ્ત બૂરાઈ) છુપાવશે, અલ્લાહ પણ કયામતના દિવસે તેનો એબ છુપાવશે.)

હુઝૂર ﷺ એ ફરમાવ્યું :-

"પોતાના ભાઈની મદદ કરો, ચાહે તે જાલિમ હોય કે મજલૂમ." સહાબા રદિ.એ પૂછ્યું, "હે અલ્લાહના રસૂલ ﷺ ! અમે મજલૂમની મદદ તો કરીશું, પરંતુ જાલિમની મદદ કેવી રીતે કરીએ ?" હુઝૂર ﷺ એ ફરમાવ્યું, "પોતાના જાલિમ ભાઈની મદદ એ છે કે તેનો હાથ પકડી લો, જેથી તે જુલ્મ ન કરી શકે."[1]

એક બીજા પ્રસંગે ફરમાવ્યું –

اِتَّقِ دَعْوَةَ الْمَظْلُوْمِ فَاِنَّهَا لَيْسَ بَيْنَهَا وَبَيْنَ اللّٰهِ حِجَابٌ.[2]

(મજલૂમની બદદુઆથી ડરો, કારણ કે તેના અને અલ્લાહની વચ્ચે કોઈ પરદો નથી.)

હુઝૂર ﷺ નો ઈરશાદ છે કે જેણે પોતાના કોઈ ભાઈનો હક્ક દબાવ્યો હોય અથવા તેની ઈજ્જત કે તેના માલ, અથવા બીજી કોઈ વસ્તુને નુકસાન પહોંચાડ્યું હોય, તે આ દુનિયાની જિંદગીમાં જ તેની ભરપાઈ કરી દે; નહિં તો જો તે દિવસ પર મુલતવી રાખ્યું, જેમાં રૂપિયા-પૈસા કંઈ નહીં હોય, બલ્કે માણસની પાસે ફક્ત કર્મોમાંથી તેનો બદલો આપવો પડશે, અથવા પછી મજલૂમના ગુનાઓમાંથી કેટલોક બોજ તેના પરથી ઉતારીને જાલિમ પર નાખી દેવામાં આવશે.[3]

આપે ﷺ એ ફરમાવ્યું : જેણે કોઈની બે તસુભાર જમીન પણ દબાવી લીધી હશે તો તેના ગળામાં કયામતના દિવસે સાત જમીનોનો તોક નાખવામાં આવશે.[4] હુઝૂર ﷺ એ ફરમાવ્યું : ત્રણ ગુનાઓ સૌથી મોટા છે : એક, અલ્લાહની સાથે બીજા કોઈને ભાગીદાર બનાવવું. બીજો, માતા-પિતાની નાફરમાની અને તેમના હક્કો પ્રત્યે બેપરવાઈ દાખવવી, અને ત્રીજો, જૂઠ બોલવું અને જૂઠી સાક્ષી આપવી.[5]

---

૧. બુખારી, મુસ્લિમ.

૨. બુખારી, મુસ્લિમ.

૩. બુખારી, મુસ્લિમ.

૪. બુખારી, મુસ્લિમ

૫. બુખારી, મુસ્લિમ

હુઝૂર ﷺ એ ફરમાવ્યું :

''જિબ્રઈલ અલૈ.એ પાડોશી સાથે સારી વર્તણૂક કરવા માટે મને એટલી વાર કહ્યું કે મને શંકા થવા લાગી કે ક્યાંક પાડોશીને વારસામાં ભાગીદાર તો બનાવી દેવામાં નહીં આવે.''[૧]

એક હદીસમાં હુઝૂર ﷺ એ ફરમાવ્યું કે : ''એ વ્યક્તિ હરગિજ ઈમાન નથી રાખતો, હરગિજ ઈમાન નથી રાખતો, જેનો પાડોશી તેની દુષ્ટતાઓથી ડરતો હોય.''[૨] એક અન્ય હદીસમાં છે કે આપ ﷺ એ ફરમાવ્યું : ''જે વ્યક્તિ ઈમાન રાખતો હોય તે પોતાના પાડોશીને તકલીફ ન આપે, પોતાના મહેમાન સાથે માનભર્યું વર્તન કરે અને જ્યારે બોલે તો ભલાઈ માટે બોલે, નહિં તો ચુપ રહે.''[૩]

હુઝૂર ﷺ એ ફરમાવ્યું કે,

“કયામતના દિવસે અલ્લાહને ત્યાં સૌથી ખરાબ માણસોમાં તે હશે, જે બે મોઢાં રાખતો હશે; એટલે કે બે વિરોધી પક્ષકારોમાંથી એકની પાસે જાય તો તેના જેવી વાત (તેને પસંદ પડે તેવી) કહે અને બીજાની પાસે જાય તો તેને પસંદ પડે તેવી વાત કહેવા લાગે. વ્યક્તિના મોઢે એક વાત કરે અને તેની પીઠ પાછળ બીજું જ કંઈક કહે.''[૪]

હુઝૂર ﷺ નો ઈરશાદ છે કે :

بَيْنَ الْعَبْدِ وَ بَيْنَ الْكُفْرِ تَرْكُ الصَّلٰوةِ.[૫]

(માણસ અને કુફ્ર વચ્ચે નમાઝને છોડવું છે.)

તેનો અર્થ એ છે કે ઈસ્લામથી કુફ્ર સુધી પહોંચવા માટે એક દરજ્જો વચ્ચે આવે છે અને તે નમાઝ છોડી દેવાનો દરજ્જો છે. જો તમે નમાઝ છોડી દીધી, તો જાણે તમે ઈસ્લામ અને કુફ્રની વચ્ચે લટકી રહ્યા છો. એક ડગલું આગળ વધ્યા અને કુફ્રની હદમાં પહોંચી ગયા. એક પ્રસંગે હુઝૂર ﷺ એ ફરમાવ્યું :

જે લોકો અઝાનનો અવાજ સાંભળીને ઘરોમાં બેસી રહે છે, મારું મન થાય છે કે તેમના ઘરોમાં આગ લગાડી દઉં.[૬] નમાઝની તાકીદમાં હદીસો તો ખૂબ છે, પરંતુ કેવળ આ બે હદીસો મેં આપને સંભળાવી છે, જેનાથી તમે અનુમાન કરી શકો છો કે આ આજ્ઞા કેટલી

૧. બુખારી.

૨. બુખારી, મુસ્લિમ.

૩. બુખારી, મુસ્લિમ.

૪. બુખારી, મુસ્લિમ

૫. અહમદ, મુસ્લિમ

૬. બુખારી, મુસ્લિમ

કડક છે અને તેની નાફરમાનીનો શું અર્થ છે ? આ વાત તો એ ફર્ઝથી સંબંધિત છે, જેનાથી આજકાલ મુસલમાનો સામાન્ય રીતે ગાફેલ થઈ રહ્યા છે. બીજી વાત એ ગુના વિશે પણ સાંભળી લો, જે મુસલમાનોને સૌથી વધારે બરબાદ કરી રહ્યો છે, એટલે કે વ્યાજ ! હુઝૂર ﷺ એ સ્પષ્ટ ફરમાવ્યું છે કે વ્યાજ લેવું, આપવું, તે અંગેના દસ્તાવેજો લખવા અને એની સાક્ષી આપવી બધું જ હરામ છે, અને તેમાંથી કોઈપણ કાર્ય કોઈ વ્યક્તિ કરશે, તેની સજા જહન્નમ હશે.[1]

ભાઈઓ ! ઈદ મીલાદુન્નબી તમે ઉજવો છો, બહુ ખુશીની વાત છે, પરંતુ એટલું નિવેદન કરીશ કે પોતાના સરદારના દરબારમાં હાજર થતી વખતે જરા એ પણ વિચાર કરી લેજો કે શું મોઢું લઈને આપણે આ પવિત્ર રૂહનો સામનો કરી રહ્યા છીએ ! એક નોકરની ભૂલ થઈ જાય તો તે પોતાના સાહેબની સામે જતાં ડરે છે અને મોઢું છુપાવતો ફરે છે. પછી શું મોઢું લઈને આપણે તેમની સામે જઈએ, જેમનાં એક બે નહીં, અલ્લાહ જાણે કેટલાં ફરમાનોની આપણે દરરોજ અવગણના કરીએ છીએ !



૧. મુસ્લિમ.